

# ચોખા ના સળગતા ખેતર

સારા કોન બ્રાયન્ટ

ચિત્ર : મામોરુ ફુનાઈ

# ચોખા ના સળગતા ખેતર

સારા કોન બ્રાયન્ટ

ચિત્ર : મામોરુ કુનાઈ





જાપાનની ઘણા સમય પહેલા ની વાત છે. એક બુઢ્ઢો મજૂર એના પૌત્ર સાથે ડાંગર ના ખેતરો ની દેખભાળ કરતો હતો, જે એક પહાડ ની ટોચ પર હતા જ્યાં જમીન સમતલ અને ઉપજાઉ હતી. ડાંગર ના ખેતરો એ માછીમારોના હતા જે ડુંગર ની તળેટી માં, સમુદ્ર ના કિનારે એક ગામ માં રહેતા હતા.



સમુદ્ર ગામ ની એટલી નજીક આવી ગયો હતો કે પહાડ ની તળેટી માં ઘરો સિવાય ખેતી માટે કોઈ જગ્યા બચી ન હતી, એટલે માછીમારોએ એના ડાંગર ના ખેતરો ડુંગર ની ટોચ પર કર્યા હતા, અને બુઢ્ઢા માણસ ને અને એના પૌત્ર ને કિંમતી ડાંગર ની દેખભાળ કરવાનું કામ સોંપ્યું હતું.

એક દિવસ જયારે બુઢ્ઢાએ સમુદ્ર તરફ જોયું, તો એણે કંઈક એવું જોયું જે જોઈ ને એ એટલો ડરી ગયો કે એ રોઈ પડયો. એણે એની આંખો ચોળી અને ફરી જોયું. પછી એણે એના પૌત્ર ને ચીસ પાડીને કહ્યું, "ભાગ! ઘર તરફ દોડ અને મારે માટે એક સળગતી લાકડી લઈ આવ!"





છોકરાએ પહેલા ક્યારેય એના દાદાજી ને આટલા મોટા અવાજે બોલતા સાંભળ્યા ન હતા, એટલે એ પણ બહુ ડરી ગયો. એ છતાં, એ આદેશ પ્રમાણે ઘર તરફ દોડયો, અને ચૂલા માં થી એક સળગતી લાકડી કાઢી. જયારે એ પાછો ફર્યો, તો બુઢ્ઢા એ સળગતી લાકડી હાથ માં પકડી અને એ પાકેલા, સૂકા ડાંગર ના  ખેતરો માં આગ લગાડતો દોડવા લાગ્યો.

થોડી વાર માં ડાંગર ના ખેતર ભડકે બળવા લાગ્યા. આગ ની લપેટ માં ધાન ની સૂકી દાંડીઓ સળગી ને રાખ થઈ ગઈ, અને પહાડ પરથી ભયંકર કાળો ધુમાડો ઉપર ઉઠવા લાગ્યો.

"દાદાજી! દાદાજી!" નાનું બાળક હીબકા લેતા બોલ્યું, "તમે આ શું કરી રહ્યા છો? થોભી જાવ, દાદાજી! કૃપા કરીને થોભી જાવ!"


ગામવાળાએ પહાડ ની નીચેથી પોતાના કિંમતી
ધાન ના ખેતર ને બળતા જોયા. આખું ગામ
પહાડ તરફ દોડી ગયું. મહિલાઓ, પુરુષો અને
બાળકો પણ આગ ઓલવવા પહાડ પર ચઢ્યા.
ગામ ની એક પણ વ્યક્તિ પાછળ ન રહી.



અને જયારે એ લોકો પહાડ પર પહોંચ્યા, અને ડાંગર ની બધી ફસલ ને આગ ની લપેટ માં બળતા જોઈ, તો એ ચોધાર આસુંએ રડવા લાગ્યા. "આ કેવી રીતે થયું? આ બધું કેવી રીતે થયું?"

"મેં જ ધાન ના ખેતરો માં આગ લગાડી," બુઢ્ઢાએ ગંભીરતા થી કહ્યું.

"હા," નાના બાળકે પુષ્ટિ કરી, "દાદાજીએ જ ખેતરો માં આગ લગાડી છે."

આ સાંભળી ગામવાળા ક્રોધિત થઈ ગયા. બુઢ્ઢા માણસ ની ચારે બાજુ લોકો ની ભીડ એકઠી થઈ ગઈ અને ચીસ પાડીને પૂછવા લાગ્યા, "શું કામ? બતાવ, તે એવું શું કામ કર્યું?"

બુઢ્ઢો શાંત રહ્યો. "ત્યાં જુઓ!" એણે સમુદ્ર તરફ ઈશારો કરીને કહ્યું.





ગામલોકો એ ફરી ને સમુદ્ર તરફ જોયું. જ્યાં એક કલાક પહેલા સમુદ્ર ના મોજા બહુ શાંતિ થી ખેલતા હતા, ત્યાં પાણીનું એક શક્તિશાળી મોજું એક ઊંચી દીવાલ ની જેમ કિનારા તરફ તેજી થી આવી રહ્યું હતું. એ દ્રશ્ય એટલું ભયાનક હતું કે કોઈ બોલ્યું નહીં.



પાણી ગામના  બધા ઘરોને ઉછાળતું પૂર ની જેમ ગામ માં ફરી વળ્યું. એ પછી લહેર પહાડ સાથે ટકરાઈ. થોડી વાર માં તોફાન શાંત થઈ ગયું અને ફરી બધી બાજુ શાંતિ છવાઈ ગઈ. આખું ગામ સમુદ્ર માં ગાયબ થઈ ગયું હતું.



જયારે ગામવાળા ને બુઢ્ઢા
ની વાત સમજાઈ, તો
એમણે એના બહુ સન્માન
અને સત્કાર કર્યા.

